૫૨૩૩

# દેવશર્મા દુખદર્શક ગાયન.

રચનાર.

સોની સીવલાલ બહેચરદાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સોની અંબારામ મોતીરામ.

અમદાવાદ.

"વિજયપ્રવર્ત્તક" પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬.

કીમત ૨ આના.

# દેવશર્મા દુખદર્શક ગાયન.

રચનાર.

સોની સીવલાલ બહેચરદાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સોની અંબારામ મોતીરામ.

અમદાવાદ.

"વિજયપ્રવર્ત્તક" પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૫.

કીમત ૨ આના.

# પ્રસ્તાવના.



પ્રીય વાંચનાર સદગ્રહસ્થો એક વખત હું તથા મારા મીત્રના મનમાં એવી ઉત્કંઠા થઇ કે કોઇ નવીન ગ્રંથ દેવશર્મા દુખદર્શક નામનો ભપકાબંધ સદર વાંચન તથા નાટકી રાગ મુકી પ્રખ્યાત કરી સદર સેવા બજાવવી. સદર પુસ્તક નાટકરૂપી બનાવવાની ઇચ્છા હતી, પરંતુ લોકના અપમાનને લીધે નાટકરૂપી રાગ મુકેલા છે. સુજ્ઞ બંધુઓ મારી થોડી ઉમરમાં તથા જુજ જ્ઞાનમાં આ દેવશર્મા દુખ દર્શક નામનું પુસ્તક રચ્યું છે. સદર પુસ્તકમાં ભુલચુક ઘણીજ હશે કારણ કે હું અલ્પ જ્ઞાની તથા વીના અનુભવી તેમ વ્યાકરણ શબ્દ જાણતો નથી. ને પીંગળમાં વ્યાકરણ નથી. માટે પ્રીય બંધુઓ ભુ-લચુક સુધારીને વાંચવાની તસ્દી લેશો. અને મારો પ્રથમ પ્રયાસ જાણી મને ક્ષમા કરશો.

સોની સીવલાલ બહેચર કર્તા.



૬૨૩૩

# દેવશર્મા દુખદર્શક ગાયન.

## અંબાજીની સ્તુતિ.

### રાગ માઢ.

સુણો અંબાજી માતા, સેવક જનને, સાહ્ય કરો આ વાર,
આરાસુરમાં અંબાજી વસીયાં, સેવકનાં પ્રતીપાળ;
દયા કરો દીન દાસની ઉપર, સંકટ માજી ટાળ રે,
જાણી ભક્ત તમારો, દુખ સંહારો, સાહ્ય કરો આ વાર.
સકળ વીશ્વમાં નામ તમારૂં, ધરે ભક્ત જન ધ્યાન,
મંમાયા તમો મેર કરોને, પામુ હું વીશ્વમાં માન રે;
માત દેવી કૃપાળી, મેર શી તારી, દીસો દયાળી, સાહ્ય કરો.
ભક્તજન માજી તાહરો, તારી આશા ઘણી મને થાય,
પ્રણામ કરી વીનવું, જશ આપો અંબા માય રે;
તેથી સંભાળુ મારી, રચના સારી, ગ્રંથ ઉચારી, સાહ્ય કરો.
હાથ જોડી માજી એટલું માગું, પુરી કરો મારી આશ,
સેવક જાણી પ્રીતી વધારો, ગુણ ગાય શીવલાલ દાસ રે;
માજી અરજ સ્વીકારો; દુખ સંહારો, પાપ નીવારો, સાહ્ય કરો.
કળજુગ વીશે અંબાજી માતા, મોટી તમારી હામ,
સુધી મુજને આપો ઘણેરી, કરો સીદ્ધ કામ રે;
માજી ઉપમા તારી, દીસે વધારી, વીનવું મારી, સાહ્ય કરો.

કાંચનપુર કરીને એક મોટુ શેર હતું. તેમાં એક દેવશર્મા નાગ-નો બ્રાહ્મણ રેહેતો હતો. આ બ્રાહ્મણ મહા બુદ્ધીવાન હતો તેમાં ધન દોલતમાં એની પાસે ચાર રત્ન હતાં. તે ચાર રત્નવડે પોતાનો દી-વસ મજેમાં ગુજારતો હતો. તેવામાં દેવશર્મા મુસાફરી જવા નીકળ્યો. તે વખતે ચાર રત્ન પોતાનો સ્નેહી કોઇ શેઠ હશે. તેને ત્યાં મુકીને ગયો. આ બ્રાહ્મણને મુસાફરીમાં આશરે વર્ષ પાંચેક નીકળી ગયાં. એવામાં રત્ન મુકેલાં તે શેઠનો દીવ્ય સંજોગે કાળ થયો. દેવશર્મા મુ-સાફરીથી આવ્યો એટલે શેઠને ત્યાં રત્ન લેવા માટે ગયો. પરંતુ શે-ઠની સ્ત્રી જાણ્યા છતાં પેલા દેવશર્માને કહ્યું કે ભાઈ રત્નની વાત હું કાંઇ જાણુતી નથી. આ વાત સાંભળીને દેવશર્મા ઘણો શોકાતુર થઇ ગયો. અને એ વાત ઘેર આવી પોતાની માને કહી દેવશર્માની વાત સાંભળીને તેની મા રૂદન કરવા લાગી.

## રાગ લલીત છંદ.

અરર ઓ પ્રભુ આતે શું કર્યું, સુખ સઘળું તો માહરૂ હર્યું
પુત્ર માહરો વીદેશે ગયો, દ્રવ્ય માહરો હાથના રહ્યો.
દુઃખ પડયું મને આવે તે સમે, પુત્ર માહરો ભુલ્યો તો ભમે;
પુત્ર માહરા શું હવે થશે, દીવસ આપડો કેમરે જશે.

આવી રીતનો પોતાની માનો વીલાપ સાંભળી દેવશર્મા કહે છે કે, હે માતુશ્રી વધારે વીલાપ કરે આપણું કાંઇ વળવાનું નથી પર-મેશ્વરે જે ધાર્યું હશે તે થયું હવે આપણી પાસે કાંઇ પણ રહ્યું નથી. હવે બને તેવી મજુરી કરી આપનો દીન ગુજારીશું. આવી રીતની પોતાની માને ધીરજ આપી છાની રાખે છે તે નીચે મુજબ.

## રાગ સીહાનો કનરો.

હે મમ માતુ શોક ના કરશો, દુઃખ તમો આ રૂદેમાં ના ધરશો;

લખ્યું લેલાટે તે મીથ્યા ના થાય, બનવાનું હોય તે બનેરે જાય.
ઇશ્વરની લીલાનો પારના જાણે, સુખ દુઃખ એ તો પલમાંરે આણે;
અંતરજામીનું ધ્યાન ધરો ને, સારૂ થશે માતુ એતો તમોને.
અપશોશ તજોને માતારે મારી, આશા પુરશે ઇશ તમારી;
આવું સમજી રૂદન ના કરશો, દીલગીરી તમો મનમાં ના ધરશો.

આવું પોતાના પુત્રનું કહેવું સાંભળીને દીલગીરી નહી કરતા છતાં પોતાના કામે વળગી. અને દેવશર્મા પોતાનાથી બનતી મજુરી કરે છે. તો પણ તેનું તથા તેની માનુ પોશણ થતું નથી. અને દેવશર્મા દીવસે દીવસે સુકાતો જાય છે. ત્યારે દેવશર્માની માતુશ્રીએ કહ્યું કે. ભાઇ તારો બદનનો ચેહેરો દીવસે દીવસે બદલાતો જાય છે તેવારે દેવશર્માએ કહ્યું કે માતુશ્રી મને ધંધા રોજગારમાં કાંઇ સુજ પડતી નથી. ત્યારે તેની માતુશ્રીએ કહ્યું કે ભાઇ તારા માર્માને સર્વગ્ન અંતરજામીએ સઘળું આપેલું છે. માટે ચાલ હવે ત્યાં જઇને રહીશું, એવું કહીને દેવશર્માને લઇ પોતાના પીએરમાં જાય છે. દેવશર્મા તથા પોતાની બેનને જોઇ. દેવશર્માનો મામો ઘણો ખુશી થયો. પણ દેવશર્માનું મુખ ઉદાસ જોઇને તેનો મામો પુછવા લાગ્યો કે, ભાઇ તારો ચેહેરો મને શોકાતુર જેવો લાગે છે. આવું દેવશર્મા પોતાના મામાનું બોલવું સાંભળીને રૂદન કરે છે.

## રાગ પીતાજી આ કોપ સીદ ન કર્યો.

મામા આશું પુછો છો તમે, દુખ પડ્યું મને આરે સમે.
મુસાફરી કરવા હુંતો ગયો, રત્ન મે ગુમાવ્યાં ભીખારી થયો.
ના ચાલ્યો મારો તે વીશે ઉપાય, તેથી મામા મારૂ અંગ સુકાય.
હવે શું કરૂં હુંતો ઝુરી મરૂં, મામા ક્યાં જઇ હુંતો હવે ઠરૂં.
માટે આવ્યો હુંતો તમારી પાસ, મામા પુરજો તમો મારીરે આશ,

નથી મારે અહીયાં રેહેવાનો ધાટ, ના ચાલ્યે આવ્યો રહેવાને માટ.

આવી તરેહનું દેવશર્માનું કેવું સાંભળીને તેનો મામો શોકાતુર થઇ ગયો. અને દેવશર્માને કેવા લાગ્યો કે, ભાઇ અમારે ત્યાં તમારે રેહેવાની કાંઈ હરકત નથી. અહીયાં સુખેથી રહો. તમારાથી થાય એવા કામની મને મદદ આપો. આવું મામાનું બોલવું સાંભળીને દેવશર્મા ખુશી થયો અને પોતે તથા તેની માતુશ્રી બનતી મજુરી કરી પોતાનો નીભાવ કરે છે. આવી રીતે દેવશર્મા પોતાના મોશાળમાં છ માસ રહ્યો. ત્યાર પછી દેવશર્માને એકાએક કંઇ રોગની ઉત્પતી થઇ તે દરદ એવું ઉત્પન થયું કે એને કંઇ કામકાજ સુઝે નહી. અને ઢોરનીપેઠે રઝળતો ફરે. આવી તરેહનો ચેરો જોઇને તેનો મામો કહેવા લાગ્યો કે.

**રાગ ગજલ.**

કઠોર બુદ્ધિ તારી, ભાઇ ભુલ્યો શું ભમે;
નથી કામ કાજ તારે, સૌને તું દમે. કઠોર.
આવી બુદ્ધિ તારી ભાઇ, ભીખારી થયો;
રમતમાં જીવ તારો, ઢોર તું બન્યો. કઠોર.
આવી રીતનું તો, ભાઈ મારે ના બને;
નથી કાંઇ પુંજી, હવે તારી તો કને. કઠોર.
છળ આવો ના વેઠાય, મુજથી જરી;
ઓશીઆળો તારો નથી, ચાલુ હું ડરી. કઠોર.

આવી તરેહનું મામાનું કહેવું સાંભળીને દેવશર્માને ઘણો ક્રોધ થયો અને પોતાના મનમાં પસ્તાવો કરે છે કે સરવીન અંતરજામીયે મારે માથે દુખ ઘણું નાખ્યું છે અને મારે દુખની વાતની કાંઇ બાકી રહી નથી માટે મારા દુખનો ઉપાડનાર એક પ્રભુ વીના

બીજો કોઇ નથી. એવો મન સાથે વીચાર કરે છે કે ગમે તેટલાં મશોખાં મીઠાં કરે તો પણ શેરડીનો સ્વાદ કયાંથી આવે આવી રીતનો પસ્તાવો કરી દેવશર્માં તેના મામા પ્રત્યે કહે છે.

**રાગ મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી.**

સુણો મામા મારા, આવું ના બોલો વેણ,
મારી દશા તમારૂં, સાંખે છે આ કેણ.
હું સાચો સગો તો, એક ઇશને જાણું,
હું દુખ સુખ તો, મનમાં કશું ના આણું.
જે વીધીના લખીયા, લેખ મીથ્યા ના થાય,
સંસારની વીશે, વારા કરે છે છાંય.
માટે મારે ના રેહેવું, આંહી જરૂર તો જાણો,
મામા મારી વાતનો, અંદેશો ના આણો.

આવી તરેહનું દેવશર્મા પોતાના મામા પ્રત્યે કહી પોતાની માતુશ્રી પાસે જાય છે. અને કેવા લાગ્યો કે માતુશ્રી મારે અહી રેહેવું વ્યાજબી નથી. આવું દેવશર્માનું કેવું સાંભળીને તેની માતુશ્રી પુછવા લાગી કે ભાઇ તારે આવું અઘટીત કેમ બોલવું પડે છે ત્યારે દેવશર્માએ કહ્યું કે માતુશ્રી મારા મામાએ વીચાર વીના મને ઘણો ધીટકાર કર્યો છે. તેથી મારા મનમાં ઘણો ક્રોધ વાપ્યો છે. આવું સાંભળી તેની માતુશ્રીની આંખમાં ઝળ ઝળીયાં ભરાઇ આવ્યાં અને દેવશર્માને કહ્યું કે ભાઇ આંગળીથી નખ છેટે રેહે છે આવી રીતનું દેવશર્માની માતુશ્રીનું બોલવું સાંભળીને કહ્યું કે માતુશ્રી આવું દુખ વેઠવું તેથી મરવું એ હજાર દરજે ઉચીત છે માટે મને સુખેથી રજા આપો આવું દેવશર્માનું બોલવું સુણીને તેની માતુશ્રી કલ્પાંત કરે છે.

## રાગ સેખરે ઉતારો રાજા ભરથરી.

માતુશ્રી– પુત્ર મુકીને કયાં જાય છે, મુને લે તારી સાથજી;
દુખનો છેડોરે ના આવીયો, ભમીશું જંગલમાંયજી. પુત્ર.
માતુશ્રી– સગો ઇશ એક આપણો, નથી બીજો આધારજી;
ઓથ નથીરે મારે કોઇની, તરછોડી ના જાવજી. પુત્ર.
દેવશર્મા– આવું રૂદન તમો ના કરો, કહુંછું મારીરે માતજી;
આવવું સાથે નથી સોહલું, દુખ પડે ત્યાં અપારજી. આવું.
દેવશર્મા– અહીંયાં રહો તમે સુખેથી, નથી દુખ મુજ માતજી;
મામાને વચને મારે જવું, છોડું સુખની આશજી. આવું.
માતુશ્રી– વચન સુણી પુત્ર તાહરૂં, કંપે મારીરે કાયજી;
સુખે દુખે તમો અહીં રહો, નહીતો કાઢીશ પ્રાણજી. પુત્ર.
દેવશર્મા– હઠરે મુકો માતા માહરી, નહી રહુ હુંતો આંયજી;
ક્રોધ ચડયો મુજને ઘણો, મુને કરો વીદાયજી. આવું.
માતુશ્રી– પુત્ર મારા વીદેશ તો, જાણો દુખની ખાણજી;
પાછા કયારે તમો આવશો, તેનો આપો જવાબજી. પુત્ર.
દેવશર્મા– જુગદીશ જયારે આપશે, મુને દ્રવ્ય અપારજી;
પાછા ત્યારે અમો આવશું, સુખની ના રહે ક્ષમાયજી.
સારી વાણી માતા ઓચરો.

આવું પુત્રનું કેવું સાંભળી તેની માતુશ્રી રજા આપે છે. અને પરમેશ્વરને સ્તુતી કરે છે કે હે સરવજ્ઞ મારા પુત્રને તારા વીના બીજો કોઇનો આધાર નથી. માટે મારા પુત્રનું રક્ષણ કરનાર એક ઇશ તું સાચો છે. આવી રીતે સ્તુતી કરી પોતાના પુત્રને વીદાય કરે છે. હવે દેવશર્મા રસ્તે ચાલતાં ચાલતાં વીચાર કરે છે. અને મુસાફરીમાં ફરે છે ફરતાં ફરતાં માસ ૭ વીતી ગયા એટલે પોતે રખડતો રખડતો

કોઇ એક સમુદર ઉપર આવી ચડયો. તે સમુદરમાં કોઇ એક શેઠ માલનું વહાણ ભરીને દેશાવર જતો હતો. તે શેઠને દેવશર્માએ કહ્યું કે હું બ્રાહ્મણનો દીકરો છું. માટે ગહેરબાની કરી આપની સાથે તેડી લેશો. એવી હું આશા રાખુછું. ત્યારે શેઠે પુછયું કે તું અહીયાં શા દુખે ફરે છે. તેવારે દેવશર્મા શેઠ પ્રત્યે કહે છે.

### રાગ બનજારો.

સુણો શેઠ તમો આ વાર, કહુ મુજ દુખનો વીસ્તાર.
મુસાફરી કરવા ગયો જ્યારે, રત્ન શેઠને ત્યાં મુકયાં ત્યારે રે;
આવ્યો પાંચ વરસે નીરધાર, કહુ મુજ.
એવે શેઠનો થઇ ગયો કાળ, ગયો રત્ન લેવાને નીરધારરે;
ત્યાં થયો મને ધીટકાર, કહુ મુજ.
રત્ન ગુમાયાં શેઠને ત્યાંહી, એ દુઃખથી આવ્યો આંહી રે;
એથી અરજ સુણો આ વાર, કહુ મુજ.
શેઠ દીલમાં અંતર ના આણો, તમો જરૂર મનમાં જાણો રે;
કામ કરૂ આણી હું પ્યાર, કહુ મુજ દુઃખનો વીસ્તાર.

આવું દેવશર્માનું કહેવું સાંભળી શેઠ મનમાં દીલગીર થયો. અને કહ્યું કે ભાઇ જે વીધીએ ટાંક મારેલા છે તે કોઇથી મીથ્યા થતા નથી. માટે વધારે સોચના કરે તારૂં કાંઇ વળવાનું નથી. માટે સઘળી વાત મુકી અમારી સાથે ચાલ. આવું શેઠનું કહેવું સાંભળીને દેવશર્મા તરત વહાણમાં બેશી ગયો. રસ્તે જતાં દેવશર્માએ સમુદ્રમાં એક બેટ જોયો. ને મનમાં વીચાર કરવા લાગ્યો કે. આવી તાબેદારી વેઠવી તેથી મરવું ઘણું સારૂ છે. માટે આ બેટ ઉપર ઉતરાયતો સારૂં એમ મનમાં જાણીને શેઠ પાસે રજા માગી. એટલે શેઠે કહ્યું કે ભાઇ પક્ષી સરખુ જોવામાં આવતું નથી. તો તારો દીવસ કેમ જશે

તેવારે દેવશર્માએ કહ્યું કે, સરવજ્ઞાએ મારે માથે દુઃખની સીમા રાખી નથી. માટે મારા નસીબમાં હશે તે બનશે. આવું દેવશર્માનું બોલવું સાંભળી શેઠ કહે છે.

**દક્ષણી રાહ.**

શું વદો તમો, ભાઇ મારા રે,
દીલ ઉચાર, વીકટ વાટ, નથી ઘાટ રેવા માટ;
તમો શું ભાખો આવું રે, શું વદો.
વીકટ બેટરે, ના રેહેવાય રે,
કથે કાય, દીલ મુઝાય, કરો શું આંહી, કાજ કાંઇ;
દુખ તને પડશે રે, શું વદો.
માટે ચાલ ભાઇ, મારી સાથ રે,
સુખ થાય ચાલ ત્યાંહી, ઉદ્ધગ થાય, દુખ જાય;
સમજ દીલ કાંઈ રે, શું વદો.

આવી રીતનું દેવશર્માને ઘણું સમજાવે છે તો પણ સમજતો નથી. અને શેઠને કહે છે કે મારા નસીબમાં દુખ વેઠવું લખ્યું છે નહી તો સરવજ્ઞ અંતરજામી આ દશા લાવત નહી. માટે હવે તો ઇશ્વર મારી અરજ સાંભળીને મારૂં આયુષ્ય ઓછું કરે તો બહુ સારૂ. આવી તરેહનું દેવશર્માનું બોલવું સાંભળીને શેઠ રજા આપે છે હવે શેઠે મનમાં વીચાર કરીને કહ્યું કે આ ગરીબ બ્રાહ્મણ પાસે કાંઇ પણ નથી. માટે દશ પંદર દીવસનું સીધું સામાન આપી ઉતારી મુકયો. હવે બેટ ઉપર દેવશર્મા પોતાના મનમાં વીચાર કરે છે કે જન જનાવર સરખું હું દેખતો નથી. અરે પ્રભુ પેલા ભવમાં મે શાં ખોટા પાપ કર્યાં હશે કે સરવજ્ઞ અંતર જામીએ મારી આ દશા આણી એમ કહી રૂદન કરે છે.

## રાગ પીલુ.

પાપ પેલા જન્મે શું કીધું, દુખ પ્રભુ આવું મુજને દીધું;
મારા દુખનો પારના આવ્યો, જન્મ મારો ફોગટમાં ગુમાવ્યો.
અરે નથી મુને સુજતુ કાંઇ, એકલો કેમ રહીશ હું આઇ;
પક્ષી સરખુ હું નજરે ના દેખું, હું તો ના રહ્યો પશુમાં લેખુ.
ઇશ્વર મારી સાહ્ય કરોને, એક ચીતે હું તો પુજુ તમોને;
દુખની આવે નાસ પમાડો, રંગરસમાં પ્રભુ મુજને રગાડો.

આવી રીતનો વીલાપ કરીને દેવશર્મા પેટની પુજાને માટે ઉઠયો. મનમાં વીચાર કરે છે કે લાકડાં નથી માટે હું લાકડાં લેઇ આવું. એવું જાણીને લાકડાં લેવા ગયો. એટલે સાંજ પડી ગઇ દેવશર્મા રખડતો રખડતો બેટ ઉપર ફરે છે. એવાગાં વાડમાં કઇ ચળકાટ જોવામાં આવ્યો. તે જોઇ દેવશર્મા વીચાર કરે છે. કે કાંઇ જન જનાવર હશે. એમ જાણી લાકડું હાથમાં લેઇ ખંચેરે છે. તો પણ કાંઇ દીઠું નહી. એટલે મનમાં હીમત આણીને કહ્યું કે હવે પરમેશ્વરને ગમતું થશે. એમ કહીને માંહી વાડમાં હાથ ઘાલીને જુવે છે તો કોઇ એક હીરા તથા રત્નનો જડાવ બાજઠ જોવામાં આવ્યો. આ બાજઠ જોઈ દેવશર્મા ઘણો ખુશી થયો. અને કેવા લાગ્યો કે ઇશ્વરની ગતીનો કોઇ પાર પામે એમ નથી દેવશર્મા બાજઠ લેઇને બેસે છે અને ઘણો ખુશી થાય છે.

## ભેરવી ગજલ.

અરજ સાંભળી મારી પ્રભુ અહીં,
હવે આ બેટપરથી મારે જવું સહી.
થઇ વેળા હવે સુખની માહરી,
સરવજ્ઞ થઇ શી મેર તાહરી.

હવે જઉ હુંતો મારી માતા કને,
હર્ષ પામશે મુને જોઇને.
દુઃખની વાત હું વીસરી ગયો,
અરર એ પ્રભુ હું ન્યાલતો થયો.

આવી રીતે દેવશર્મા પોતાના મન સાથે ખુશી થાય છે. એ-વામાં એક વહાણુ તે બેટ ઉપર આવી ચડયુ. તે વહાણુમાં બેશી દેવશર્માં ચાલ્યો ગયો. રસ્તે ચાલતાં દેવશર્મા વીચાર કરે છે કે, આ બાજઠ અમુલ્ય કીમતનો છે. માટે કોઇ રાજદરબારમાં ભેટ કરૂ તો મને પુષ્કળ પૈસા મળે. આવી રીતનો વીચાર કરતો દેવશર્માં જાય છે. એવામાં એક મોટું નગર આવ્યું ત્યાં ઉતરી પડયો. અને તે બા-જઠ લેઇને રાજાની પાસે જાય છે. આ હીરા તથા રત્નનો જડાવ બાજઠ જોઇને રાજા બેશુદ્ધ થઇ ગયો. અને દેવશર્માંને કહ્યું કે ત-મો ક્યાં રહો છો. તે વારે દેવશર્મા કહે છે કે રાજા સાહેબ હું કં-ચનપુરનો બ્રાહ્મણ છું. હું દુઃખનો માર્યો મુસાફરી કરતો હતો. તે-માંથી ઇશ્વરે આ બાજઠ મને મેળવ્યો છે. માટે આપને ત્યાં ભેટ મુકવા આવ્યો છું. આવું દેવશર્માંનુ કહેવું સાંભળીને રાજા દીવાન પ્રત્યે કહે છે.

ગજલ.

પ્રધાન બાજઠ જોઇને નથી રહેતી સુદ્ધ,
રાજા કોઇ હોતતો કરત હુંતો યુદ્ધ.
વીપ્ર કોઈ દુઃખીયો તે આવ્યો મારી પાસ,
માટે દગો ના કરાય આવ્યો આપ પાસ.
આપુ એને આવે શું કહો તે મુને આંણ,
દુઃખ એનું ટાળું અને કરૂ હું વીદાય.

આવું રાજાનું કહેવું સાંભળીને પ્રધાન કહે છે. આ બ્રાહ્મણને કંઇ ઇનામ આપવું એમાં મને કંઇ સુજ પડતી નથી. કારણ કે આપનું સઘળું રાજપાટ અરપણ કરો તોય આ બાજઠની કીમત નથી. એવી રીતનો પસ્તાવો કરે છે. ત્યારે તે વખત એક હજામ રાજાની હજામત બનાવતો હતો. તે બોલ્યો કે સાહેબ આપનો હુકમ હોય અને મને માફ કરો તો એક સવાલ કહું. ત્યારે રાજાજી કહે છે કે તું ખુશીથી બોલ. કેહવતમાં કહ્યું છે કે રાજા રીઝે તો રાજા રાજ આપે, નહી તો ઘરબાર છીનાવી લે. આવે હજામ રાજાને કહે છે કે આપ એ બાજઠની બેસનારી માગો. એટલે બાજઠની બેસનારી મળવાની નથી. અને બાજઠ મુકીને ચાલ્યો જશે. આ રાજાએ હજામના કેવા પ્રમાણે કહ્યું અને કરાર કર્યો કે આ બાજઠની બેસનારી લાવો તો સઘળું મારૂં રાજપાટ અરપણ કરૂંછું. નહિતો આ બાજઠ ફરી તમોને મળવાનો નથી. આવું રાજાનું બોલવું સાંભળીને દેવશર્મા ઘણો શોકાતુર થઇ ગયો. અને કેહવા લાગ્યો કે ઇશ્વરે વળી મને દુખમાં નાખ્યો. એમ કહી ઉદાસ થઇ રાજાની રજા લઇને બાજઠની બેસનારી સોધવા ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એક અઘોર વનમાં આવી ચડયો. ત્યાં એને કંઇ દેસ કે દશા સુજતી નથી. તેથી પરમેશ્વરનું સ્મરણ કરે છે.

### રાગ આશા ગોડી.

વારે ચડોને મારી, પ્રભુ તમો વારે ચડોને મારી;
પ્રભુ સઘળે આપ વ્યાકબ છો, કરીએ સ્તુતી તમારી. પ્રભુ તમો.
અઘોર રાનની અંદર આવ્યો, વીકટ જંગલ ભારી. પ્રભુ તમો.
દયાનીધી તમો આપછો સાચા, શી પડી [illegible] હમારી પ્રભુ તમો.
ક્ષમા કરો મમદોસ વીભુજી, યાચું છું તમને મોરારી. પ્રભુ તમો.

વંદુછું તમને વારંવારરે, અરજ સુણોને મારી. પ્રભુ તમો.
સુખ કરતા તમો દુઃખ હરતા, કષ્ટ પડયું મને ભારી. પ્રભુ તમો.
મુને ભરૂંસો ઇશની ઉપર, દુઃખ નાખો નીવારી. પ્રભુ તમો.

આવી રીતનું પરમેશ્વરનું સ્મરણ કર્યું. તે વખત તેના ઉપર સરવગ્ન અંતરજાગીએ. મેર કરી એક બુઢા બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી. તેને રસ્તો દેખાડયો. એટલે દેવશર્મા તેના મામા પાસે આવી પહોચ્યો. તે વખત દેવશર્માનો ચેહેરો ઉદાસ જોઇને તેનો મામો કે-વા લાગ્યો કે, ભાઇ તારો ચહેરો શોકાતુર લાગે છે તેનું કારણ શું છે તે વખતે દેવશર્મા મામા પ્રત્યે પ્રતી ઉતર કહે છે.

## લાવણી.

સુણો મામા મારા, દુખ તણો વીસ્તાર,
ગયો આપ વચનથી, અરણ વન મોજાર.
કોઇ શેઠ સાથે ગયો, હુંતો સમુદર માંહી,
દીઠો એક બેટ હુતો, ઉતરી પડીયો ત્યાંહી.
ત્યાંથી જડયો બાજઠ મુને, હરખ થયો અપાર,
ગયો હુંતો રાજાની પાસ, થયો ધીટકાર.
રાજાએ બાજઠની, બેસનારી ત્યાં માગી,
બે શુદ થઇને પડયો, હુંતો અભાગી,

આવું દેવશર્માનું બોલવું સાંભળીને તેનો મામો બોલ્યો કે ભાઇ તને જે રાજાએ સરત કરી તેનું કંઇ તારી પાસે લખાણ છે કે નહી તે વારે દેવશર્મા બોલ્યો કે મારી પાસે કંઈ આધાર નથી આવું દેવશર્માનું બોલવું સાંભળીને તેનો મામો જે રાજાએ સરત કરી છે તે રાજાની પાસે દેવશર્માને લઇને જાય છે. અને રાજાને કહ્યું કે તમોએ જે વાતની સરત કરી છે તેનો અમોને કંઇ પણ આધાર

કરી આપવો જોઇએ એટલે રાજા તેને તાંબાના પતરા ઉપર લેખ કરી આપે છે તે લેખ લેઇને બંનેજણ ઘેર જાય છે. ઘેર ગયા પછી થોડી મુદતમાં બાજઠની બેસનારીને શોધવા નીકળી પડયા. તે વખતે દેવશર્માની માતુશ્રી દેવશર્માને કહે છે અને વીલાપ કરે છે.

## રાગ ઓખાહરણ.

પુત્ર પાછા કયારે તમો આવો, મારા મનના તાપ સમાવો,
લખ્યા વીધાત્રીએ જે લેખ, તેતો ના થાય મીન કે મેખ;
બાઈ તારા નસીબમાં સુખ, તુતો મુજ માટે પામુ દુખ,
તુતો જંગલ વીશે ફરૂ છું, મારા મનમાં હુંતો બળું છું;
પ્રભુ અરજ સુણોને મારી, હુંતો સ્તુતી કરૂં છું તમારી,
મારા પુત્રનું દુખ કાપો, ઇશ સુખ હવે એને આપો;

હવે દેવશર્મા પોતાના મામાને તેડી જયાંથી બાજઠ જડયો હતો ત્યાં લઇને જાય છે. અને જે જગ્યાએથી બાજઠ જડેલો તે જગ્યા બતાવે છે. ત્યાં આગળ તપાસ કરતાં એક ભોંયરૂ નજરે પડયું. તે ભોયરામાં ઉતરવાનો દેવશર્મા વીચાર કરે છે. અને પોતાના મામાની રજા લઇને ભોંયરામાં ઉતર્યો. તે વખતે સાત સખીયો ગરબા ગાય છે તે દેવશર્માના જોવામાં આવે છે.

## ચાલો મળીને સાંહેલ સહુ આજ પાણી ભરવાને એ રાગ.

ચાલો સખીયો મળીને સહુ આજ, ગરબો ગાવાને,
ગાઓ ગરબાતે મંગળ કાજ, પ્રીતી કરવાને;
ઉમંગે સહુ સંગે સૈયર ચાલો, ગરબા ગાવા માટરે.
જગકર્તાનું સ્મરણ કરીને, પીયુની જોઇએ વાટ. ગરબો.
સૈયર આપણે આનંદકારી, ભાગીએ મનની ભ્રાંતરે. ગરબો.
પ્રીતીથી ગરબો ગઇએતો, મનડું થાયે શાંન્ત. ગરબો.

સૈયર હેતથી રમીયે આજે, ફરીએ રંગની સાથેરે. ગરબો.
રૂમઝુમ છીછી છુમચાલીયે આપણ, તાલી લઇએ હાથ. ગરબો.

આવી રીતના સાત સખીઓ ગરબા ગાય છે. ત્યાં એક સખીની નજરે પોતાના હીરા તથા રત્નનો જડાવ બાજઠ જોવામાં આવતો નથી. ત્યારે તે સખી છ સખીઓ પ્રત્યે કહે છે અને ગરબા ગાય છે.

**પુનમચંદનીના ગરબાનો રાહ.**

સખીયો આવોને રમીયે, ચંદન ચોકમાંરે;
રૂડો દીવસ ભાસે મુને આજ.
ચાલો ગાઇએ ગરબો, ગુણીએલ પ્રીતથીરે;
ગરબા ગાઇએ હેતથી, વાધે હરખ અપાર.
વસ્ત્ર વીધવીધ પેરીયે, સજીએ સૌ સણગાર;
જાણે ખીલ્યા છે તારા જળહર જોતનારે.
આભુસણ સર્વે સજી રમીયે રાસ. ચાલો ગાઇએ.
વાદળ ચળકે વીજળી, થાય તેજ ઝીંબકાર;
સોભા સખીયો આપની, આ રજની મોઝાર.
સુંદર ખીલ્યો છે આ, બાગ વીધવીધ ફુલનોરે;
તેમાં ગાયન કરે સાત સખીનો સાથ. ચાલો ગાઇએ.
હીરાએ બાજઠ જડયો, રત્ન મણી પરવાળ;
ખોવાયો સખી આપનો, નહી તો થાય ઝરકાળ.
તેથી મન મારૂ ઘણું અકળાય છે રે;
કયાંથી સોધ મળે બાજઠની આવાર. ચાલો ગાઇએ.
બાજઠની ચીંતા ઘણી, નયણે આવે છે નીર;
સોધ લાવે બાજઠ તણી, થાપુ નણદલ વીર.
હું તો સરવગ્નને સ્તુતી કરૂંરે;

આવું કેતાં પ્રભુ મેળવ, મુજ ભરથાર. ચાલો ગાઇએ.

આવી રીતના ગરબા ગાય છે. એટલે દેવશર્મા ત્યાં આવીને ઉભો રહે છે. દેવશર્માને જોઇ આ પરીયો વીસ્મે થાય છે. અને કહે છે કે તમો કોણ છો અને અહીંયાં શા કારણે આવ્યા છો? ત્યારે દેવશર્મા કહે છે કે મને આ ભોંયરા ઉપરથી બાજઠ જડેલો છે. તે બાજઠ રાજાને ત્યાં ભેટ મુકવા હું ગયો. ત્યારે રાજાએ કહ્યું કે આ બાજઠની બેસનારી લાવો તો મારૂં સઘળું રાજપાટ અરપણ કરૂં. માટે રાજાનું કેવું સાંભળીને આપની પાસે આવ્યો છું. ત્યારે સર્વે સખીયો એક સખી પ્રત્યે બોલી કે પ્રીય બેની ગરબાની સરત પ્રમાણે તારે જવું જોઇએ. આ સરત પુરી ના થાય તો આપણી જગતમાં અપકીરતી થાય એટલુંજ નહિ પણ ઇશ્વરનાં બંધન થઇએ. આવું સાંભળીને જે સરત કરનારી સખી બોલી કે પ્રીય સખીયો ત્યારે હું જાઉ છું. એવું કહી તે સખી દેવશર્મા સાથે જાય છે. ત્યારે તેની સખીયો તેને શીખામણ દે છે.

**વાહલી તુંતો હવે જાય સાસરે—એ રાહ.**

પ્રીય સખી તું જાય સાસરે;
હવે તુંતો લેજે મારા છેલ્લા પ્રણામ. પ્રીય સખી.
ભુલ ચુકની માફી અમો માગીએ;
રક્ષા કરજે પતીની રાખી હામ. પ્રીય સખી.
મુખમાંથી સત્ય વચન બોલીએ;
જશ તારો જગમાં જેથી ગવાય. પ્રીય સખી.
પ્રતીવ્રત રાખજે તું હેતથી;
પતીને તું દુભાવીસ નહી જરાય પ્રીય સખી.
પ્યારી સખી વેલી આવજે;

રક્ષા કરે તારી બેની શ્રી જગરાય. પ્રીય સખી.

આવી રીતની શીખામણ પોતાની સખીયોએ કહી. અને વીદાય કરે છે. ત્યાંથી દેવશર્મા તથા તેનો મામો અને સાથે આવેલી પરી ત્રણ જણ વહાણમાં બેઠાં. સમુદ્રમાં જતાં જતાં મામાના મનમાં વીચાર આવ્યો કે, રાજતો ભાણેજને મળશે. માટે એને હું સમુદ્રમાં નાખી દેઉતો મને રાજ મળે. આવી રીતનો વીચાર કરી પોતાના ભાણેજને ધકો મારી દરીયામાં નાખી દીધો. એટલે સાથે આવેલી પરી પોતાના સ્વામીને સમુદ્રમાં પડેલો જોઇને રૂદન કરે છે.

**રાગ. છોડી મને દીલજાન ગયો કયાં.**

પ્રીય પ્રીતમને આજ મળું કયાં, પ્રીય પ્રીતમને આજ.
મામા ઉપર ઉપજે દાઝ, મળું કયાં.
મારો પતી પડયો દરીયામાં, શા થશે તેના હવાલ;
કોઇ જીવ એને ગળી જાશે, કયાંથી મળે એની ભાળ. મળુ.
પતી મારા ચક્ષુના તારા, ટુટી ગઇ મારી હામ;
હાય કયાં સોધુ હવે કયાં જોવું, નહી મળો કોઇ ધામ. મળુ.
હાય હાય અહો દુર જીવડા, કેમ રહ્યો દેહ માંહ્ય;
છોડી ગયા તને પ્રીતમ તારા, જાવા તૈયાર થાતું ત્યાંહ્ય. મળુ.

આવી રીતનો વીલાપ કરી જેવી દરીયામાં પોતાના પતી પાછળ પડવા જાય છે. એવામાં એને સતી સીતાની વાત યાદ આવી. અને મનમાં વીચાર કરવા લાગી કે, અહો જે સતી સીતા તેને જે વખતે રાવણ લેઇ ગયો. અને અશોક વાડીમાં ઉતરી. તે વખતે પોતાનો પ્રાણ બચાવ્યોતો. અને પોતાના પતી જે રામ મળ્યા. તેવી રીતે મારે મરવું નહીજ. વળી કહ્યું છે કે ધણા કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો. તેવી રીતે મારે ઘણું કષ્ટ છે. પરંતુ આમાં હું ધીરજ

ધારી મારો પ્રાણ બચાવીસ તો પરમ કૃપાળુ પરમેશ્વર મારા પતીને સાજો સમો રાખીને કોઈ સ્થળે મેળવશે. વળી જીવતો નર ભદ્રા પામશે એ કેહેવત મુજબ જો હું તથા મારો પતી જીવતાં હૈશું તો કોઇ દીવસ બંને ગળીશું. અને સુખ ભોગવીશું. પણ હું સમુદરમાં પડીને મરી જઇશ તો આમાનું કાંઇ વળવાનું નથી. આવી રીતનો વીચાર કરી મરવું નહીં એવું નક્કી કર્યું. પણ આની સાથે મારે કોઇ પણ નીયમ લેવો. કે બાર માસની અંદર મારો પતી નહી મળે તો મારે આપઘાત કરીને મરવું. વળી બીજા સાથે વ્યવહાર કરવો નહીં. આવી રીતનો પોતાના મનને દ્રઢ નીશ્ચે કરી વહાણમાં બેઠી. હવે આ વહાણ સરત પ્રમાણે રાજાના નગ્રમાં આવ્યું. એટલે બંને-જણ ઉતરીને રાજાની પાસે આવ્યાં. અને રાજા પ્રત્યે કહે છે.

### રાગ માઢ.

સુણો રાજા આવારી, વીનંતી મારી, ઉરમાં લેજો ધ્યાન.
બાજઠની બેસનારી લાવ્યો, સમજો તેનો મર્મ;
રાજ હવે મુને સોપો આજે, પાળો તમારો ધર્મરે.
જેથી આબરૂ મારી, વાધે અપારી, જગમાં સારી, ઉરમાં.
બાજઠની બેસનારી માટે, પામ્યો દુખ અપાર;
ભાણેજ મેં ગુમાવ્યો વીદેશે, કહું છું હું નીરધાર રે.
માટે આપ વીચારો, દીલમાં ધારો, દુઃખ નીવારો, ઉરમાં લેજો ધ્યાન.

આવી રીતે બાજઠની બેસનારી જોઇને રાજા ઘણો વીસ્મે થઇ ગયો અને મનમાં પસ્તાવો કરે છે. અને રાજાને આવી રીતની બુદ્ધી બતાવેલી તે હજામ ઉપર ક્રોધ લાવી હજામ પ્રત્યે રાજા કહે છે.

### રાગ ક્ષત્રી કલંક.

અરે નફ્ફટ મુરખ નાદાર, હજામ તુને ઠેર મારૂં રે,

તારી બુદ્ધીએ હું આવ્યો ગુમાર. હજામ,
હું તો બોલ્યો તે કહ્યું તેવું વેણ. હજામ.
તારાં ફોડી નાખું બે નેણ. હજામ.
મારે તજવું પડે છે રાજપાટ. હજામ.
નથી મારે અહીં રેહેવાનો ઘાટ. હજામ.
અરે નીચ જાત તું કેહેવાય. હજામ.
હવે મારાથી અહી ના રેવાય. હજામ.
જો હું ઉથાપું મારો બોલ. હજામ.
તો તો ગુમાવું છું હું તોલ. હજામ.
તારા બોલે વીપ્રનો થયો કાળ. હજામ.
જાજા તારૂં મુખ તું બાળ. હજામ.

આવી રીતનો હજામને ફીટકાર કરી રાજા રાજ છોડી નીકળે છે. અને પોતાની પ્રજાને નમસ્કાર કરે છે.

### ગજલ.

પ્રીતેથી પ્રણામ કરૂં શહેરને હું આજ, હવે મુને સુજતું નથીરે કાંઈ કાજ;
સરતના પ્રભાવથી મેં રાજ કર્યું ત્યાગ, દેશવટો આવ્યો મારા કરમમાં રેભાગ્ય.
હવે મારે જાવુંછે આ જંગલ વીશે, ભુડીરે ભુંતીતો ભાઇ મારીરે દીશે.

આવી રીતનું પોતાની પ્રજા પ્રત્યે રાજા કહી અને દેશવટો લે છે. એટલે સર્વ પ્રજા શોકાતુર થઇ રાજા પ્રત્યે કહે છે.

### રાગ બીલાવર.

નગરના લોક–મહારાજ આતે શું કર્યું, શુણી કંપે છે કાય;
રાજ તજો શાને કારણે, આતો અઘટીત થાય. મહારાજ.
રાજા–નીચની બુદ્ધિ મેં ગ્રહી, સુઝયું આવું રે કૃત;
વચન આપ્યું મેં વીપ્રને, મારે પાળવું સત્ય. નીચની.

નગરના લોક—રાજ પદવી રાજા આપ છો, કેમ વેઠાશે દુખ;
  જંગલ જાણો નહી સોહલો, ત્યાં નથી મળવાનું સુખ. મહારાજ.
રાજા—રાજ સોંપવું મારે એહને, એવું કર્યું મેં પ્રમાણ;
  માનો પ્રજા માનો માહરૂં, વરતો એહની આણ. નીચની.
નગરના લોક—આવું વચન સુણી આપનું, લાગે તનમાંરે તાપ;
  વીપ્ર શું રાજ ચલાવશે, માટે સમજોને આપ. મહારાજ.
રાજા—જરૂર જાણો તમો આ ઘડી, નથી રાજની આશ;
  જંગલ મારે જવું હવે, કરૂ સુખનો નાશ. નીચની.

આવી રીતની પોતાની પ્રજાને શાંન્તી આપી. બ્રાહ્મણને રાજ સોંપી રાજા દેશવટો લે છે અને બ્રાહ્મણ રાજ કરે છે. રાજ કરતાં બ્રાહ્મણના મનમાં એવી ઉત્કંઠા થઇ કે, દેવશર્મા કદાચ સમુદરમાંથી જીવતો નીકળશે તો મારે રાજ કરવું મુશ્કેલ થશે. માટે મારા નગ્રને ફરતો કીલ્લો બાંધીને એક દરવાજો મુકીને ત્યાં પેરો મુકવો. કે કોઇ અજાણ્યા માણસને નગ્રના લોકની ખાતરી વીના શેહેરમાં પેસવા દેવો નહિ. આવી રીતનો બંદોબસ્ત કરી રાજ કરે છે. એવામાં દેવશર્માની માતુશ્રીને દેવશર્માના મ્રત્યુની ખબર થાય છે. એટલે તે વીલાપ કરે છે.

### રાગ લલીત છંદ.

અરેરે ભાઇરે, ક્યાં મળું તુને, દુખ પડ્યુ મુને, આવે તે સમે.
તુજ વીયોગથી, પ્રાણરે જશે, પુત્ર ગતી મારી, શી હવે થશે.
વીદેશે ભાઈ તુજ કાળરે થયો, પુત્ર ગાભરો, વાર્યો ના રહ્યો.
તારા વીયોગથી, હું જીવુંરે નહી, હાવે હું શું કરૂં, આવેરે અહીં.

### રાગ મરશીયો.

આલી ઓય હાયરે, પુત્ર પ્યારા તેં આ શું કર્યું.

સુખ સઘળુ તેંતો મારૂ હર્યું, અલી ઓય.
દુઃખીયારી મા તારી રડે છે, નયણે નીર ચોધારાં ચુવે છે;
પુત્ર પુત્ર એ કરતી મરે છે, અલી ઓય.
ભાઇ વેરી થયો મારો તુતો, કેમ વીસારી મા આમ સુતો;
મરતી વખત સ્થંભ તુટયો, અલી ઓય.
મૃત્યુ કેવી રીતે થયું તારૂં, જોયુ જાય ના નજરે મારૂં;
તેંતો મુખ કર્યું મારૂ કાળું, અલી ઓય.
ભાઇ રાજ કરવાને કાજ, છોડયાં કુટંબ કબીલો તે આજ;
તેંતો સુખ કર્યું મારૂ સાજ, અલી ઓય.
પ્રભુ અરજ સાંભળોને મારી, હુંતો સ્તુતી કરૂછું તમારી;
ટુંકો આયુસ કરોને આવારી, અલી ઓય.
દેવશર્મા કહેતાં કંપે છે કાય, મારા ઉરમાં ઉડે છે લાહ્ય;
તુજ વીના પુત્ર વહાણું ના વાય, અલી ઓય.

આવી રીતેનો દેવશર્માની માતુશ્રીનો વીલાપ સાંભળી તેનો ભાઇ કહેવા લાગ્યો કે હે બેન વધારે રૂદન કરે કાંઇ વળવાનુ નથી. માટે સઘળી ચીંતા દુર કરો. અને એક ચીતે ઇશ્વરનું સ્મરણુ કરો. જેથી પાપ છુટી આપના દેહની મુક્તી થાય આવી રીતનું પોતાના ભાઇનું કેહેવું સાંભળીને દેવશર્માની માતુશ્રી કહે છે.

**રાગ—શું કહું નસીબે દુખીયો કીધો છે.**

પુત્ર જેવી ચીજ, બીજી ના દેખું;
એ વીના નથી, ગારા મ્રત્યુનું લેખું;
હાય પુત્ર મુને, કયાં ગયો મેલી;
તુજ વીના હું તો, થઇછું રે ઘેલી;
તારા વીયોગે, મુને દુઃખ પડશે;

તારી સરત, મુને ખોળી નાજ જડશે.

આવી તરેહનું રૂદન કરી ઇશ્વરનું સ્મરણુ કરે છે. હવે જે સમુદ્રમાં પડેલો દેવશર્મા તણાતો તણાતો પાણીમાં જાય છે તેજ દીવસે કોઇ એક ધોબીની નજરે પડયો. તે ધોબીને દયા આવી. અને સમુદ્રમાંથી કાઢીને પોતાને ઘેર દેવશર્માને લઇ ગયો. અને દેવશર્માની ચાકરી કરવા લાગ્યો. અને મનમાં વીચાર કરે છે અને ખુશી થાય છે કે મારે પુત્ર નથી માટે ઇશ્વરે મને પુત્ર :આપ્યો એમ કહી દેવશર્માની ચાકરી કરે છે. ધોબીને ત્યાં પાંચ સાત દીવસ દેવશર્મા રહ્યો એટલે સુધી આવી. અને ધોબીને પુછયું કે ભાઇ તમો કોણછો ત્યારે ધોબી બોલ્યો કે ભાઇ હું ધોબી છું ત્યારે દેવશર્મા બોલ્યો કે, હું બ્રાહ્મણ છું અને મારો જીવ વટાળશો નહી. જે વાત અજાણપણામાં થઇ તેનો દોશ નથી. પણ હવેથી મારો જીવ વટાળશો નહી. એવું દેવશર્માનું કહેવું સાંભળીને ધોબીતો શોકાતુર થઈ ગયો. હવે દેવશર્મા ધોબીની રજા લેઇ ચાલ્યો જાય છે. રસ્તે જતાં જતાં કોઇ એક જંગલમાં આવી પહોચ્યો. એટલે કોઇ એક મહાત્મા પુરૂષ જોવામાં આવ્યા એટલે દેવશર્મા તેમની પાસે ગયો. અને દંડવત કરી તેમની સેવા કરવા માંડી અને પોતાના દુઃખની વાત જોગીરાજને કહી. એટલે જોગીરાજ કહે છે.

### રાગ માઢ.

સુણ શીસ તું મેરા ગુરૂમે તેરા વચન માનસીદ,
રાજા બદલાયો શહેરમાં વચન માન સત્ય;
કીલ્લો ફરતો બાંધીયો એણે એવાં કીધાં કત્યરે,
ગાટે માન આવારી સત્ય છે મારી દીલમાં ધારી વચન.
પરીવીપ્ર લેઈને આવ્યો ગયો રાજાની પાસ,

માટે રાજ મળ્યું છે તેને વરતાવ્યો એણે ત્રાસરે;
એ તો કોઇનું ના માને સાંભળ્યું કાળે જસો શા બાને. વચન.
ચેલા મેરા સુણ તું તને વાત કહું છું આંજ,
તે પ્રમાણે વરતશો તો સરસે તમારૂ કાજરે;
તને રાજારે થાપું બુટ્ટીરે આપું દુખરે કાપુ. વચન માનસીદ.

આવી રીતનું મહાત્મા પુરૂસનું કેવું સાંભળી દેવશર્મા ઘણો ખુશી થયો. અને જોગીરાજ પ્રત્યે કહેવા લાગ્યો કે આપ મોટા પુરૂસ ધારો તે કરો. મારે મારૂ કામ થશે એવું મારા મનને નક્કી છે. એમ કહી દેવશર્મા દંડવત કરે છે. એટલે જોગીરાજ બુટ્ટી આપેછે. અને કહે છે કે આ બે બુટ્ટી લઇ જા તેમાં એક બુટ્ટીની સુગંધી લઇશ તો પતીયા માણસના જેવાં ડોળ દેખાશે. અને બીજી બુટ્ટીની સુગંધી લઇશ કે તારી કાયા કંચનરૂપી થશે. આવું જોગીરાજનું કેહેવું સાંભળી દેવશર્મા રજા લેઈ ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે જતાં વીલાપ કરે છે.

### રાગ બનજારો.

અહો પ્રાણપ્રીયા મુજ વહાલી, કયાં ગઇ દુખમાં ઘાલી;
ક્ષણે ક્ષણે પ્રીયા સંભારૂં, જેનું દુખદીલમાં ધારૂરે.
તું હતી બહુ ગુણવાળી કયાં ગઇ દુખમાં ઘાલી;
પ્યારી પ્યારી પોકારૂં પ્રીતે, ગામો લેઇ ગયો કેવી રીતેરે.
દુખ ટાળો ને બહુચર બાળી કયાં ગઇ;
મામાએ દુરમતી કીધી, મુજ પ્રીયા તેની કરી લીધીરે.
તેના હાલ શા થશે આવારી, કયાં ગઇ;
મામે મારૂ રાજ લઇ લીધું, મુજ પ્રીયાને બહુ દુઃખ દીધું રે;
ઘણા કષ્ટે મળી હતી વહાલી; કયાં ગઇ.

ધીક ધીક મામા તુજને દરીયામાં નાખ્યો મુજને રે;
મુને ઉગાર્યો આરાસુર વાળી, ક્યાં ગઇ.

હવે દેવશર્મા ત્યાંથી ચાલ્યો જાય છે. અને જ્યાં પોતાના મામા રાજ કરે છે ત્યાં આવી પહોચ્યો. અને જોગીરાજની આપેલી બુટ્ટીની સુગંધી લીધી. એટલે એની કાયા જોગીરાજના કેવા પરમાણે થઇ ગઇ. એટલે સીપાઇને કહેવા લાગ્યો કે મેરબાની કરી મને શેહેરમાં પેસવાદ્યો. ત્યારે સીપાઇ બોલ્યો કે આ શેહેરમાં કોઇની ખાતરી આપશો તો શેહેરમાં જવાશે નહીંતો કાંઈ વળવાનું નથી. આવું સાંભળી દેવશર્મા કહે છે.

**મુજ પ્રાણપ્રીયા આધાર એ રાહ.**

હું દુખીયો માણસ મેહેર કરો આવાર,
જવું મારે શેહેરની માંહ્ય કર્યું નીરધાર.
નથી મારે નગ્રમાં કોઇનું ઓળખાણુ,
છું ગરીબ માણસ શેહેરનો હું અજાણુ.
માટે અરજ મારી ઉરમાં લોને સ્વીકારી,
મેહેર સરવ જ્ઞાની તેથી થયો દુ:ખકારી.
માટે રજા દીયો મુને કરો નહીરે નીરાશ,
આપ વચન કરો તો પુરી થાય મારી આશ,
મે આપ રાજાની વાત સાંભળી કાને,
માટે દરસન કરવા આવ્યો રોકો મને શાને.

આવી રીતનું દેવશર્માનું કેવું સાંભળી સીપાઇએ તેને શેહેરમાં પેસવા દીધો. આવે દેવશર્મા શેહેરમાં ગયો. આગળ જઇને જોગીના આપેલી બુટ્ટીની સુગંધી લીધી એટલે કાયા કંચનરૂપી થઇ, એટલે ખુશી થતો રાજાની પાસે જાય છે. દેવશર્મા જોઇને રાજા પુછે છે

કે તમો કોણ છો ? રાજા દેવશર્માને ઓળખતો નથી. કેહેવતમાં કહ્યું છે કે માણસની પાસે સો રૂપીયા થાય તો તેને સવાશેર કેફ ચડે છે, તેને બદલે આને તો રાજ મળ્યું છે, તે રાજના તેજમાં કાંઇ સુજતું નથી એટલે દેવશર્મા કહે છે કે આપને રાજ મળ્યું ગાટે આગળની વાત વીસરી ગયા. પણ આપે રાજ લેવા માટે કેટલું અઘટીત કામ કર્યું. તે યાદ લાવી મને પુછશો તો આપણા ગનને નકી થશે. આવું દેવશર્માનું બોલવું સાંભળીને રાજા ગુસ્સે થાય છે.

**રાગ ક્ષત્રી કલંક.**

આવું કઠોર શું બોલે વચન, અકલ તારી મારી ગઇરે.
તને પલમાં પોચાડું ગગન. અકલ.
આગલી વાત લાવું શું યાદ. અકલ.
કેમ કર્યા મારી સાથે વાદ. અકલ.
ઝટ નીકળ અહીંથી બહાર. અકલ.
નહી તો ઠેર મારૂ આ વાર. અકલ.
તુ વીપ્ર કેરો છે પુત્ર. અકલ.
નથી તારૂ અહી ઘરસુત્ર. અકલ.
તારા વેણુથી પડયું મને છેદ. અકલ.
નથી જાણતો તુ મારો ભેદ. અકલ.

આવી તરેહનું રાજાનું બોલવું સાંભળીને દેવશર્મા બોલ્યો કે રાજા સાહેબ આપ આટલા બધા ગુસ્સે થાવ છો તે ઠીક નહી. હું તો સાધારણ રીતે વાત કરૂ છુ. તેમાં આપને આટલો ક્રોધ વાપ્યો છે તો આપે મારા ઉપર જુલમ કર્યો તેગાં બાકી રહી નથી. આવી રીતે દેવશર્મા પોતાના ગામા પ્રત્યે કહી ચાલ્યો જાય છે. તપાસ કરતાં કરતાં જે રાજાએ તાંબાના પતરા ઉપર લેખ કરી આપ્યો છે

તે રાજાને ખોળતો ખોળતો જાય છે. એટલામાં તે રાજાને સોધી કાહાડીને કહ્યું કે રાજાસાહેબ આપની પાસે હુ બાજઠ લાવેલો તે-માંથી બાજઠની બેસનારી સોધવા માટે ગયો. અને મારા મામાને પણ હું તેડી ગયો. તે જ્યાંથી બાજઠ જડેલો તે જગાએ ગયા. ત્યાંથી બાજઠની બેસનારી મળી, તેમાંથી મારા મામાએ મને કપટ કરી સમુદરમાં નાંખી દીધો. અને બાજઠની બેસનારી લેઇ તમારી પાસે આવ્યો. એટલે આપે એને રાજ સોંપ્યુ છે. પણ હું ઇશ્વરની કૃપાવડે સમુદરમાંથી જીવતો નીકળ્યો એટલે આપની પાસે આવ્યો છું માટે મારો નીકાલ કરશો આવી રીતનું દેવશર્માનું કેહેવું સાંભળી રાજા દેવશર્માને લઇને જે બ્રાહ્મણને રાજ આપેલું છે. તેની પાસે જાય છે. અને એકદમ ક્રોધ લાવી તે બ્રાહ્મણને કહે છે.—

### રાગ ક્ષત્રી કલંક.

અરે નીર્દય પાપી ચંડાળ. દગો તે આવો કેમ કર્યોરે.
તારા જીવતરને ધીકાર. દગો તે.
મુરખ લેવા તે મારૂ રાજ. દગો તે.
આવું અઘટીત કર્યું કાજ. દગો તે.
તે તો ભાણેજ ઉપર કર્યો કેર. દગો તે.
નાખ્યો સમુદરમાં લાવી ઝેર. દગો તે.
એના નસીબે કર્યું જોર. દગો તે.
ઝટ નીકળી અહીથી ઢોર. દગો તે.
તને જોતાં ઉપજે મને ઝાળ. દગો તે.
તારો એક પળમાં આણું કાળ. દગો તે.

આવી રીતનો ધીટકાર કરી દેવશર્માના મામાનું રાજ છીનાવી અને સઘળું રાજપાટ દેવશર્માને સોપ્યું. આ દેવશર્માનો મામો શો-

કાતુર થઇ ગયો. હવે દેવશર્મા પાતાળની વીશેથી જે પરી લાવ્યો. છે તે પરી પોતાના સ્વામીને જોઇ ઘણી ખુશી થઇ અને કેવા લાગી કે હે સરવગ્ન તારી ગહન ગતીનો હું પાર પાગતી નથી. માટે હું તારી ઘણી આભારી છું. કારણુ કે મારા જેવી સતીનું સત રાખ્યું. આવું કહી પોતાના સ્વામી પાસે આવી દંડવત કરેછે. આ પોતાની લાવેલી પરીને જોઇ દેવશર્મા ઘણો ખુશી થયો. અને કેહેવા લાગ્યો કે હે પ્રીયા. તારો ને મારો સાચો સ્નેહ હતો તો આપણે મળ્યાં. આ સાંભળીને પરી બોલી કે સ્વામીનાથ મે બાર વરસની અટક લીધી હતી. તે અવધે આપનું દરસન ના થાત તો હું મારા જીવનો નાશ કરત પણ ઇશ્વરની કૃપાવડે મારો ધારેલો હેતું પુરણ થયો. અને આપણે બંને એકઠાં થયાં. હવે તમોને તમારા મામાએ આવી રીતનો દગો કર્યો. માટે એને ઘટારત સીક્ષા કરવી. આ વાત સાંભળી દેવશર્મા તેના મામાને ધીટકાર કરે છે.

**રાગ કામણગારી નારી કેને મને વાત તારીરે.**

તું તો સાંભળને મામા આજે વાત મારીરે,
વાત મારી રે આજે. વાત મારી રે. તું તો.
તને જીવતો હું નવ મુકું, એવું મનમાં ધાર;
આજે તારૂં મોત આવ્યું, નક્કી મારૂ માર. તું તો.
મામો થઇ તેં ભાણેજનું, ખરાબ કીધું કાજ;
જેમ કંશને કૃષ્ણે માર્યો, તેમ મારૂં હું આજ. તું તો.
પ્યારી મારી દીલની વ્હાલી, તું છે દીલની જાન;
કુદ્રષ્ટી કરી મામે, લેઇ એનો જાન. તું તો.
લંપટ હરામી લુચ્ચા, તે તો મુકી મામ;
હવે તને આ સ્થળથી મારૂ, લેજે પ્રભુનું નામ. તું તો.

આવી રીતનો ધીટકાર કરી તેનું નાક તથા કાન કાપીને દેશ ત્યાગ કર્યો. આ દેવશર્માને જોઇને એની માતુશ્રીને અતી આનંદ થયો. દેવશર્મા પોતાની માતુશ્રીને દંડવત કરી આશીશ માગે છે. ત્યાં દેવશર્માની માતુશ્રીએ સારી આશીશ દીધી.

## રાગ કલ્યાણ.

સુજ્ઞ શાણાજનો, ગ્રંથ પૂર્ણ રે બન્યો;
દુખનો આભારી એનો, ઇશ્વર થયો;
પુસ્તક નામે દેવશર્મા, રચ્યુ દેઇને મન;
શુધ નજરથી વાંચો શાણા, મન થાય પ્રસન. સુજ્ઞ.
રાજ લેવાને દગો કેવો, કીધો છે નીરધાર;
સમુદરમાં નાંખ્યો મામે, મેહેર કરી કીરતાર. સુજ્ઞ.
અંબાજીની કૃપા વડે આ, પુસ્તક પુરૂ થાય;
ભુલ ચુકની માફી માગુ, કરો મુને ક્ષમાય. સુજ્ઞ.
પ્રીતેથી પુસ્તક વાંચીને, કોઇના દેશો ખોડ;
કહે શીવલાલ સત્ય વચનથી, બોલો શ્રીરણછોડ. સુજ્ઞ.



# અગાઉથી આશ્રય આપનાર સદગ્રહસ્થોનાં નામ.

પા. ફુલાભાઇ કાલીદાસ.
પા. ત્રીભોવન કાલીદાસ.
પા. મુળજી પરભુદાસ.
પા. શંકરભાઇ કેશવદાસ.
પા. જેઠાભાઈ પરભુદાસ.
પા. ત્રીભોવન દેસઇ.
પા. હીરાભાઇ રણછોડ.
પા. મોતીલાલ ત્રીકમ.
પા. ત્રીભોવન ગોપાળ.
શા. વીઠલ મોતીલાલ.
શા. ગોરધન ભઇચંદ.
શા. લલ્લુભાઇ મહોલાલ.
ભટ. પરભાશંકર ઉમીયાશંકર.
ભટ. દીનાનાથ જગનનાથ.
ભટ. પરસોતમ ઉમીયાશંકર.
કાછીયા. મુળજી કલ્યાણ.
સુથાર. ફુલાભાઇ માધવ.
રા. રા. મણીલાલ નાથજી.
પા. ત્રીકમ લાલદાસ.

પા. ગોપાળ દયાળભાઇ.
દરજી હરગોવન રગનાથ.
દરજી નાથાભાઇ ત્રીકમ.
ગામમસુર.
શા. જેઠાભાઇ કેશવલાલ.
અધ્યારૂ દામોદર અનોપરામ.
ભટ બાપુ જીભાઇ.
પા. જેઠાભાઇ ઇશ્વર.
શા. બાપુ હરીવલ્લવ.
શા. મોહલાલ કાળીદાસ.
ભટ. તોલાશંકર શીવરામ.
પાદરાના સોની. શીવલાલ ગરબડ.
સોની મથુર પીતાંબર.
સુરતના સોની ડાહ્યાલાલ છબીલદાસ.
સોની પરસોતમ તાપીદાસ.
વડોદરાના સોની દાજીભાઇ પીતાંબર
સોની ચુનીલાલ મોતીરામ.
લવાર જેઠાભાઇ નાથાભાઇ.



